# શ્રી જૈનતત્ત્વ પ્રવેશક

## જ્ઞાનમાળા.

[ જીવ-વિચાર તથા સામાયિક મૂળ, અર્થ, રહસ્યની સમજુતી સહ ]

પ્રથમાવૃત્તિ તૈયાર કરનારઃ
સદ્‌ગુણાનુરાગી મુનિશ્રી કર્પૂરવિજયજી

એમની આજ્ઞાથી
તૃતીયાવૃત્તિ સુધારનાર
ભાયાણી હરિલાલ જીવરાજભાઇ
ભાવનગર.

શેઠ રાયચંદ દુલભજી કાલીઆવાડીવાળા
તરફથી ભેટ.

પ્રકાશકઃ
પોપટલાલ સાકરચંદ શાહ.
ભાવનગર.

વિ. સં. ૧૯૮૯ વીર સં. ૨૪૫૯ ઇ. સ. ૧૯૩૩

પ્રકાશક:—
પોપટલાલ સાકરચંદ શાહ
ભાવનગર.

## અનુક્રમણિકા.



મુદ્રક શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
મહોદય પ્રીન્ટીંગ પ્રેસ.
દાણાપીઠ-ભાવનગર

॥ ॐ अर्हं ॥

# નિવેદન

આ પુસ્તક પ્રકાશનનો ટૂંક પરિચય આપવો યોગ્ય સમજી તે રજુ કરું છું. લગભગ બત્રીશ વર્ષ પહેલાં સદ્‌ગત શેઠ **શ્રી અમરચંદ તલકચંદ શાહે** દ્રવ્ય, સમય અને શક્તિનો સારો ભોગ આપી જૈન વિદ્વાનો દ્વારા બાલોપયોગી જૈનતત્ત્વજ્ઞાનમાળા તૈયાર કરાવી હતી. તે પ્રકટ કરાવી પ્રચાર કરવાની તેમને ઘણી ઉમેદ હતી. પરંતુ કાળદોષથી તે ઇચ્છા પૂર ન આવી અને તે પ્રકટ થાય તે પહેલાં તો તેઓ સ્વર્ગસ્થ થયા. કાળસ્થિતિ પરિપક્વ થતા તે સંગ્રહ સદ્‌ગુણાનુરાગી પુજ્ય મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજના હાથમાં આવ્યો. તેમના શુભ પ્રયાસથી તે સંગ્રહનો થોડો ભાગ આ પુસ્તકરૂપે પ્રકટ થયો છે અને શેષ ભાગ શ્રી જૈન શ્રેયસ્કર મંડળ દ્વારા પ્રકટ થયો છે.

આનંદ પામવા જેવી વાત તો એ છે કે આ પુસ્તકની પ્રથમાવૃત્તિ સદ્‌ગત શેઠશ્રી અમરચંદભાઈના સુપુત્ર શેઠ **શ્રી હેમચંદભાઇ અમરચંદભાઈની** આર્થિક સહાયથી જ વિ. સં. ૧૯૮૧ માં પ્રકાશિત થઈ હતી અને તે જૈન સમાજમાં ઠીક આદરને પામી હતી.

ત્યારબાદ આ પુસ્તકની માંગણીઓ આવતી રહેતી હોવાથી તેની બીજી આવૃત્તિ વળાવાળા શેઠ શ્રી વર્ધમાન લલ્લુભાઈ પદ્‌મશીની આર્થિક સહાયથી વિ. સં. ૧૯૮૭ માં શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના પ્રમુખ શ્રીયુત કુંવરજી આણંદજીએ સન્મિત્ર કર્પૂરવિજયજી મહારાજની પ્રેરણાથી પ્રકટ કરી હતી. તેનો પણ ઉચિત સ્થળોએ યોગ્ય પ્રચાર કરવામાં આવ્યો છે અને તેથી તે આવૃત્તિ પણ ખલાસ થઈ ગઈ છે.

હાલમાં બાબુ શ્રી પન્નાલાલ પૂનમચંદ જૈન હાઇસ્કુલ-મુંબઇના ધાર્મિક શિક્ષણ વર્ગમાં આ પુસ્તકને સ્થાન આપવામાં આવ્યું છે. તેથી આ પુસ્તક માટે માગણી આવતાં આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ **શેઠશ્રી રાયચંદભાઇ દુલભજી**ની આર્થિક સહાયથી મુદ્રિત કરવામાં આવી છે.

આ આવૃત્તિની વિશિષ્ટતા એ છે કે ગુજરાત વિદ્યાપીઠે યોજેલ જોડણીકોષ અનુસાર શબ્દોની જોડણી રાખેલ છે અને વિદ્યાર્થીઓને જીવની અનુભવસિદ્ધ ઓળખાણ કરાવવાના આશયથી મોટા ખર્ચે ખાસ ચિત્રો ચિતરાવી તેના બ્લોક બનાવરાવી અત્ર દાખલ કરેલા છે.

વળી તીર્થંકર પ્રભુઓનાં નામ, માતા-પિતાના નામ વગેરેની માહિતીના કોઠાનું સુંદર પુષ્પાકૃતિરૂપ ચિત્ર આમાં જોડવામાં આવ્યું છે તે સૌ વિદ્યાર્થીઓને જરૂર ગમશે.

જ્યાં સુધી ભવિષ્યમાં બીજી સુંદર જૈનતત્ત્વજ્ઞાનમાળા પ્રકટ ન થાય ત્યાં સુધી તો આ પુસ્તકને દરેક જૈન ધાર્મિક શિક્ષણ વર્ગમાં જરૂર સ્થાન મળશે, તે આશાથી આ ત્રીજી આવૃત્તિની ત્રણ હજાર નકલો કઢાવી છે.

છેવટમાં વિનતિ કે શાળાના વ્યવસ્થાપકો આ પુસ્તકને અભ્યાસક્રમમાં દાખલ કરી તેનો પ્રચાર કરશે તો લીધેલ શ્રમ, ને કરેલ ખર્ચ સફળ થશે.

આ પુસ્તકને રા. રા. શ્રીયુત્ હરિલાલ જીવરાજ ભાયાણીએ સુધાર્યું છે અને શ્રીયુત્ કુંવરજી આણંદજીએ પ્રુફો સુધારી આપ્યાં છે અને કેટલીક ઉપયોગી સુચનાઓ કરી છે તે માટે તેઓ બન્ને ગૃહસ્થોનો આ સ્થળે ઉપકાર માન્યા વિના રહી શકતો નથી. છેવટે આ પુસ્તકમાં કોઈ પણ સ્થળે ભૂલો રહી ગઇ હોય તે વિદ્વાનોએ સુધારી લેવા અને પ્રકાશકને લખી જણાવવા તસ્દી લેવી.

પ્રકાશક.



## મોક્ષની વાનગીરૂપ સમતા-સામાયિકની પ્રાપ્તિનો ઉપાય.

શ્રુત સામાયિક, સમકિત સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વ-વિરતિ સામાયિક-એમ ચાર પ્રકારે સામાયિક હોઈ શકે છે. શાસ્ત્રાભ્યાસવડે પહેલું. શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય લક્ષણ-સમ્યક્ત્વવડે બીજું. સ્થૂલ હિંસા, જૂઠ, ચોરી પ્રમુખ તજવાવડે ત્રીજું અને સર્વથા હિંસાદિક પાપવૃત્તિનો ત્યાગ કરવાવડે સાધ્યદૃષ્ટિવંત જીવને ચોથું સર્વવિરતિ-સામાયિક પ્રાપ્ત થાય છે. બાહ્યદૃષ્ટિવાળા જીવ તેવો અપૂર્વ લાભ મેળવી શકતા નથી. સર્વવિરતિવંત સાધુજનોને જીંદગી પર્યંત સામાયિક હોય છે અને દેશવિરતિવંત શ્રાવકને દેશવિરતિ સામાયિક કાયમનું ને નવમા વ્રતરૂપ સામાયિક બે ઘડીનું હોય છે. આત્મલક્ષથી તેમાં જેટલો વધારે સમય લેવાય તેટલો તેથી અધિક લાભ થાય છે. જ્યાંસુધી શ્રાવક સામાયિક ( સમતાભાવ ) માં વર્તે છે ત્યાંસુધી પાપારંભ રહિત હોવાથી સાધુસમ લેખાય છે. તેથીજ ભવ્ય આત્માઓ અવકાશ મેળવી, સામાયિકનો અધિક ખપ કરે છે. જેમ બને તેમ સમજપૂર્વક ભવ્યાત્માઓએ તેનો અધિકાધિક ખપ કરવો ઘટે છે, કેમકે તેમાં જે સમય જાય છે તે અપૂર્વ લાભકારી થવા પામે છે. જેમ જેમ તેનો અભ્યાસ આત્મલક્ષ-પૂર્વક અધિકાધિક કરવામાં આવે છે, તેમ તેમ આત્મશાન્તિમાં વધારો જ થતો જાય છે એ વાત સ્વાનુભવ સિદ્ધ છે. કઇક મુગ્ધજનો પોતાનો સમય ફોગટ ગપ્પાસપ્પામાં ગાળે છે, તો કઇક ક્ષણિક મોજમજા માણવામાં ગાળે છે, કઇક કલેશ કંકાસ કરવામાં, તો કઇક કપટજાળ ગુંથવામાં-ગાળે છે. એમ સ્વેચ્છાચારમાંજ બાપડા જીવો માનવભવ ફોકટ હારી જાય છે. કોઇક વિરલા આત્માર્થી જનો જ પુણિયા શ્રાવકની પેરે અથવા આણંદ કામદેવાદિકની પેરે પોતાનો અમૂલ્ય માનવભવ ધર્મ આરાધન કરવાવડે સફળ કરે છે. સુલસા, ચંદનબાળા, સીતા, દ્રૌપદી પ્રમુખ સતીઓ પોતાનાં પવિત્ર આચરણથીજ પ્રસિદ્ધ થઇ છે. ગરીબ-ભિક્ષુ સરખો પણ સામાયિક ચારિત્રના પ્રભાવથી ઇન્દ્ર અને નરેન્દ્રાદિકવડે પૂજિત બને છે. સામાયિકના આઠ પર્યાય નામો સમજવા યોગ્ય છે.

૧ સામાઇયં=સામાયિક=સમતાભાવની પ્રાપ્તિ.

૨ સમઇય=સમયિક=સમ્યગ્ શાન્તિપૂર્વક સર્વ જીવપ્રત્યે વર્તન

૩ સમ્મવાઓ=સમ્યગ્વાદ=રાગ દ્વેષ રહિતપણે યથાસ્થિત કથન.

૪ સમાસ=સ્તોક ( થોડા ) અક્ષરોવડે કર્મનાશક તત્ત્વાવબોધ.

૫ સંખેવો=સંક્ષેપ=અક્ષરો થોડા પણ અર્થ ગંભીર.

૬ અણવજ્જં=અનવદ્ય=નિષ્પાપ આચરણ.

૭ પરિણ્ણા=પરિજ્ઞા=પાપત્યાગવડે વસ્તુતત્ત્વનું જ્ઞાન.

૮ પચ્ચખ્ખાણું=પ્રત્યાખ્યાન=તજવા યોગ્ય વસ્તુનો ત્યાગ.

એ આઠ પર્યાય નામોનું રહસ્ય મનન કરવા યોગ્ય છે. ચઉમાસી વ્યાખ્યાનમાં દૃષ્ટાન્તપૂર્વક તે દર્શાવેલું છે. સહજ-સ્વાભાવિક આત્મિક સુખ પ્રગટ કરવાના અભિલાષી જનોએ પ્રતિદિન અવકાશ મેળવી ઉક્ત સામાયિકનો જેમ અધિક લાભ મેળવાય તેમ પ્રયત્ન કરવો ઘટે છે. સામાયિક એટલે સમભાવની પ્રાપ્તિ, તેની વૃદ્ધિ જે રીતે-જે માર્ગે અધિક થવા પામે તે રીતે-તે માર્ગે અધિક કાળજીથી પ્રવર્તન કરવું ઉચિત છે. દેશવિરતિ શ્રાવકને સામાયિક ઉચ્ચરવાનો કાળ બે ઘડીથી ઓછો નજ હોય, પણ કદાચ પાંચ દશ મિનિટનો અવકાશ છુટો છવાયો મળે તો તેનો પણ સદુપયોગ કરી, સમભાવ-સમતાગુણની પ્રાપ્તિ અને વૃદ્ધિ કરવાનું ભૂલવું જોઇએ નહીં. સામાયિકમાં જે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તેનું રહસ્ય સારી રીતે લક્ષમાં રાખી તેને સફળ કરવા કાળજી રાખવી જોઇએ. મન, વચન અને કાયાવડે કંઇ પણ પાપાચરણ કરવું કે કરાવવું નહીં, તથા ભાવના ઉદાર રાખવી. મૈત્રી, કરૂણા, મુદિતા અને માધ્યસ્થનો કાયમ અભ્યાસ રાખવો. શરીરાદિક સંયોગની અસારતા ને ક્ષણિકતા વિચારી, ભાગ્યયોગે પ્રાપ્ત થયેલ માનવભવાદિક દુર્લભ સામગ્રીની સફળતા શીઘ્ર કરી લેવી ઉચિત છે. ઇતિશમ્

( સ. ક. વિ. )

# બાળ કેળવણીપરત્વે આપણી ફરજ.

## 'માતાપિતાદિક વડીલો ધારે તો તે બાળકોના એક ઉમદા શિક્ષક થઇ શકે.'

કેળવણી એ એક અજબ ચીજ છે. તેનાથી અનેક ફાયદા થઇ શકે છે. ઘઉંની કણકને જુદી જુદી રીતે કેળવવાથી તેમાંથી તરેહ-તરેહની રસવતી ( રસોઇ ) બને છે અને તે બારે મીઠાશ આપે છે. ફળફુલનાં ઝાડને પણ સારીરીતે કેળવીને ઉગાડવાથી તે જાતજાતના જથાબંધ મીઠાં, મધુર, સ્વાદિષ્ટ અને ખુશબોદાર ફળફુલ આપી આનંદ-સંતોષ ઉપજાવે છે. જ્યારે જડ વસ્તુઓ પણ તથાપ્રકારની કેળવણીવાળા સંસ્કાર પામી આનંદદાયક બને છે તો પછી ચૈતન્યવાળો મનુષ્ય આત્મા યોગ્ય કેળવણી પામીને સંસ્કારિત બને તો તે સ્વપરને કેટલો બધો આનંદદાયક થાય ? શરીરનો, મનનો, બુદ્ધિનો અને હૃદયનો વિકાસ કરવા માટે કેળવણીની ઓછી જરૂર નથી, બલ્કે ઘણી જરૂર છે. ઉક્ત દરેક પ્રકારની કેળવણી જરૂરની છે, ઉપેક્ષા કરવા યોગ્ય નથી. વળી તે ગુણમાં એકએકથી ચડીયાતી પણ છે, છતાં અફસોસની વાત છે કે બહુધા તેની ઉપેક્ષાજ કરવામાં આવે છે. જુઓ ! આપણા દેશમાં જન્મેલા બાળકો બધા ઉછરીને મોટા થતા નથી; ઉછરેલા બધા તંદુરસ્ત રહેતા નથી; જન્મેલા બાળકોમાંથી એક વર્ષની અંદરનો ૧/૩ અને પાંચ વર્ષની અંદરનો ૧/૪ ભાગ તો મરી જાય છે. બાકીના ૧/૩ ભાગમાંથી પણ થોડાઘણાજ લાંબો વખત બચી શારીરિક સુખસંપત્તિ પામી શકતા હશે. આ સ્થિતિ ખરેખર ખેદજનક છે. ગર્ભને પોષવા અને બાળકોને ઉછેરવા તરફ માબાપોની અત્યંત બેદરકારીનું આ અનિષ્ટ પરિણામ જણાય છે. બચ્ચાઓને કુશળતાથી ઉછેરવામાં આવે તો તે શરીરે પુષ્ટ, કદાવર અને નીરોગી થવા પામે છે, તેને બદલે બેદરકારીથી, તેમને ભય, ત્રાસ અને ખેદ ઉપજાવ્યા કરવાથી તે દુબળાં, સત્વહીન અને રોગીલાં તથા દુઃખીયારાં બને છે. કોમળ વયના બચ્ચાંઓને બચપણથીજ યોગ્યરીતે કેળવવાની માબાપની જે પવિત્ર ફરજ છે તે અત્યારે બહુધા વિસારી દેવાય છે, એનુંજ આ અતિ દુઃખકારક માઠું પરિણામ લેખવા યોગ્ય છે.

શિક્ષકોએ ઉત્તમ પુસ્તકો વાંચવાનો મહાવરો રાખવો અને જીવન-પર્યંત જ્ઞાનમાં વૃદ્ધિ કરવાનો ઉદ્યોગ કરતા રહેવું. શિક્ષક આળસુ ન હોવો જોઇએ.

૯ ભણાવવું અને કેળવવું એ એમાં મોટો તફાવત છે. ઠાંસી ઠાંસીને જ્ઞાન ભરવું કે ગોખણ કરાવવું તે ભણતર છે અને મનની, શરીરની અને નીતિવિષયક સર્વ શક્તિઓની ખીલવણી કરવી તેનું નામ કેળવણી છે. શિક્ષકે કેળવણી આપવા ઉપર ખાસ લક્ષ રાખવું.

૧૦ કેળવણીનો અર્થ બહોળો છે. બાળક ભણીને પંડિત થાય એટલે બસ નથી. તેના મગજમાં માત્ર જ્ઞાન ભરવાનું નથી, તેની વિચારશક્તિ ખીલવવાની છે અને જ્ઞાનનો ઉપયોગ કરતા શીખવવાનું છે.

૧૧ કેળવણી ત્રણ પ્રકારની છે. મનની (માનસિક), તનની (શારીરિક) નીતિની (નૈતિક).

૧૨ બુદ્ધિની કેળવણી ન મળે તો બાળક અજ્ઞાની અને મૂર્ખ (બુદ્ધિહીન) થાય. મનની શક્તિઓ ખીલવવાથી બુદ્ધિની કેળવણી મળે છે, ગોખણથી તે મળતી નથી.

૧૩ શરીરની કેળવણી ન મળે તો બાળકો નિર્બળ અને નિર્માલ્ય થાય. જુદી જુદી જાતની કસરત અને ડ્રીલ વિગેરેથી એ કેળવણી મળી શકે છે.

૧૪ નીતિની કેળવણી ન મળે તો બાળક અસભ્ય અને અવિવેકી થાય. શિક્ષકની રહેણીથી અને નીતિપાઠોની અસરકારક સમજુતિથી એ કેળવણી આપી શકાય.

૧૫ કિંડરગાર્ટનની સીસ્ટમથી ત્રણે પ્રકારની કેળવણી એકી સાથે મળે છે.

૧૬ શિક્ષક સદાચરણી, ન્યાયી અને મનને કબજામાં રાખી શકે તેવો ન હોય તો તેની અસર બાળકોપર સારી થાય નહીં.

૧૭ સેવાવૃત્તિ રાખી દરેક શિક્ષકે કર્તવ્યપરાયણ થવું.

(સ. ક. વિ.)

॥ ॐ ॥

# જૈન તત્ત્વ પ્રવેશક

## જ્ઞાનમાળા.

### પાઠ ૧ લો. જીવ.

ગુરૂ—પ્રિય બાળકો ! આજે હું તમને ધર્મ સંબંધી કાંઇક કહું તે સાંભળો.

શિષ્ય—વારૂ ગુરુજી ! પણ તે પહેલાં એક વાતનો ખુલાસો કરવા કૃપા કરશો ?

ગુરૂ—ખુશીથી કરીશ. કહો એવી કઇ વાત છે ?

શિષ્ય—વાત તો એ છે કે, આપણે ખાઇએ છીએ, પીએ છીએ, બોલીએ છીએ, ચાલીએ છીએ, બેસીએ છીએ, ઊઠીએ છીએ તે કોના બળથી કરી શકીએ છીએ ?

ગુરૂ—આપણા શરીરમાં જીવ છે તેથી તે બધું કરી શકીએ છીએ.

શિષ્ય—ગુરૂજી ! જીવ તો આપણા દેખવામાં આવતો નથી

ગુરૂ—જીવ એ નરી આંખે દેખી શકાય તેવી વસ્તુ નથી.

શિષ્ય—ત્યારે જીવને આપણે કેવી રીતે દેખી કે જાણી શકીએ?

ગુરૂ—જીવ જ્ઞાનથી જાણી શકાય છે; જ્યારે તમને વિશેષ જ્ઞ
થશે ત્યારે તમે જીવને જાણી શકશો.

શિષ્ય—વારૂ ગુરૂજી! જેમ આપણા શરીરમાં જીવ છે, તેમ
કોઈ હાલતાં-ચાલતાં જણાય છે તે સર્વેમાં જીવ છે

ગુરૂ—હા, જે હાલતાં-ચાલતાં જણાય છે તેમાં તો જીવ છે જ
પણ કેટલાંક હાલતાં-ચાલતાં નથી તેમાં પણ જીવ
તે હું તમને હવે પછી સમજાવીશ.

---

## પાઠ ૨ જો. ત્રસ અને સ્થાવર જીવ.

હાલતાં-ચાલતાં જીવો જેવાં કે ગાય, ભેંશ, હાથી, ઘોડા, બળદ, ઊંટ, કૂતરાં, બિલાડી વગેરે સર્વ પશુઓનાં શરીરમાં જીવ છે.

વળી પોપટ, કબૂતર, ચકલાં, કાગડા, સમળી, વાગોળ, ચામાચીડિયા વગેરે સર્વ પક્ષીઓનાં શરીરમાં પણ જીવ છે.

વળી સાપ, અજગર, નોળિયા, ઊંદર, ખિસકોલી, ચંદનઘો વગેરેમાં પણ જીવ છે.

તેમજ પાણીમાં રહેનારા જેવાં કે-માછલાં, મગરમચ્છ, કાચબા વગેરેનાં શરીરમાં પણ જીવ છે અને તે પાણીમાં રહેનારા જીવો જલચર જીવો કહેવાય છે.

નાના શરીરવાળા જંતુઓ જેવાં કે વીંછી, ભમરા, માખી, તીડ, ડાંસ, મચ્છર, કાનખજૂરા, માકડ, જૂ, કીડી, મંકોડા, પળ, સર્વાં, શંખ, જળો, કોડા, પૂરા, કૃમિ, અળસિયા
ોરેમાં પણ જીવ છે. સારાંશ કે જેઓનું શરીર ચાલે છે,

દોડે છે, વળી જેઓ તાપનાં કારણથી કે ભય અથવા ત્રાસના કારણથી એક જગ્યાથી બીજી જગ્યાએ પોતાની મેળે જઈ શકે છે એવા સર્વે શરીરવાળા જીવો છે.

ઉપરના સર્વે શરીરવાળા જીવો ત્રસ જીવો કહેવાય છે.

વળી એવા શરીરવાળા પણ જીવ છે કે જેઓ ચાલવું, ઊઠવું, બેસવું, દોડવું વગેરે કાંઈ પણ કામ પોતાની મેળે કરી શકતા નથી. આવા શરીરવાળા જીવો સ્થાવર જીવ કહેવાય છે.

---

## પાઠ ૩ જો. સ્થાવર જીવ.

સ્થાવર જીવો પાંચ જાતના છે:-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ. આ પાંચે જાતના જીવો સ્થાવર જીવ કહેવાય છે.

વનસ્પતિમાં જીવ છે એમ સૌ કોઈ કબૂલ કરે છે. તેમજ પૃથ્વીમાં પણ જીવ છે એમ હાલના શોધક વિદ્વાનોને શોધ કરતાં માલૂમ પડયું છે; પરંતુ પાણી, અગ્નિ અને વાયુમાં પણ જીવ છે, એવી તેઓને હજી ખબર પડી નથી. પણ જૈનશાસ્ત્રમાં આ પાંચે જાતના સ્થાવર જીવ છે, એવું સિદ્ધ કરેલ છે.

કેટલાક વર્ષો પહેલાં જનાવરોમાં અને થોડાં વર્ષ અગાઉ વનસ્પતિમાં તેમજ હમણાં સુધી પૃથ્વીમાં જીવ છે, એવું મનાતું નહીં, પરંતુ હાલ તે સર્વેમાં જીવ છે, એમ મનાય છે, તો જેમ જેમ જીવનશાસ્ત્રની શોધમાં વધારો થશે, તેમ તેમ પાણી, અગ્નિ અને વાયુ પણ સચેતન છે, એવો જે જૈનશાસ્ત્રમાં બોધ છે તે ખરો જ છે, એવી બીજાઓને પણ ધીમે ધીમે ખાત્રી થશે.

શિષ્ય—ગુરૂજી સાહેબ! ત્યારે તો જૈનધર્મના શાસ્ત્રનું જ્ઞાન મેળવવું જ જોઈએ. કારણ કે જ્યાં સુધી આ દુનિયામાં જેમ પોતાના શરીરમાં જીવ છે તેમ [illegible]

કઈ જાતનાં શરીરોમાં જીવ છે તેની સમજ પડે નહિ, ત્યાં સુધી ખરી રીતે જીવની દયા પાળવામાં ખામી રહે; તે સ્વાભાવિક છે અને તેથી આપણે આપણા આત્માનું (જીવનું) હિત કરી શકીએ નહિ.

ગુરૂ—આ રીતે તમને જીવ સંબંધી જ્ઞાન શીખવાની લાગણી છે તો તમો થોડા વખતમાં સારી રીતે તેનું જ્ઞાન મેળવી શકશો.

## પાઠ ૪ થો. પ્રાણ.

શિષ્ય—ગુરૂજી ! કોઈ પણ શરીરમાં જીવ છે તે કેવી રીતે જાણી શકીએ ?

ગુરૂ—પ્રિય બાળકો ! જે જે શરીરમાં પ્રાણ હોય છે તે તે શરીરમાં જીવ હોય છે.

શિષ્ય—ગુરૂજી ! પ્રાણ એ શું વસ્તુ છે ?

ગુરૂ—જે વડે જીવ શરીરમાં રહી શકે તથા જે વડે જીવ સર્વ કામ કરી શકે તે પ્રાણ કહેવાય.

શિષ્ય—ત્યારે શું એમ સમજવું કે જે શરીરમાં પ્રાણ હોય છે તે શરીરમાં જીવ હોય છે, અને જેમાં પ્રાણ ન હોય તેમાં જીવ પણ ન હોય ?

ગુરૂ—હા, એમજ છે. જીવ પ્રાણ વિનાના શરીરમાં રહી શકતો જ નથી. તેના યોગે આત્માનું મનુષ્યાદિ ગતિને વિષે જીવન ટકી શકે છે.

શિષ્ય—પ્રાણ એટલે જેને આપણે શ્વાસોચ્છ્વાસ કહીએ છીએ તેજ કે બીજું કાંઈ છે ?

ગુરૂ—પ્રાણ એટલે માત્ર શ્વાસોચ્છ્વાસ જ નહીં પણ જેમ શ્વાસોચ્છ્વાસ પ્રાણ કહેવાય છે, તેમ બીજા પણ પ્રાણ ગણાય છે.

શિષ્ય—ત્યારે પ્રાણ કેટલા હશે વારૂ ?

ગુરૂ—પ્રાણના દશ પ્રકાર છે, એટલે કે દશ વસ્તુઓને પ્રાણ કહેવામાં આવે છે.

શિષ્ય—એ દશ પ્રાણ તે કયા કયા છે ?

ગુરૂ—પાંચ ઇંદ્રિય, ત્રણ બલ-યોગ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ છે.

---

## પાઠ ૫ મો. પ્રાણ.

ચોપાઈ.

પ્રાણ થકી જીવ જીવન થાય, તે જીવના દશ પ્રાણ ગણાય;
ઇંદ્રિય પાંચ ત્રણ બળ જાણ, શ્વાસોચ્છ્વાસ આયુષ્ય પ્રમાણ. ૧.
સઘળાં કામ કરે જીવ કોય, જો દશ પ્રાણતણું બળ હોય;
પ્રાણ બળે જીવ પૂર્ણ ગણાય, એવો પ્રાણતણો મહિમાય. ૨.

---

## પાઠ ૬ ઠ્ઠો. દશ પ્રાણ.

વહાલા બાળકો ! આજે તમને દશ પ્રાણ સંબંધી વિશેષ સમજણ આપવાની છે. તેમાં પાંચ ઇંદ્રિયો નીચે પ્રમાણે છે.

૧. જે વડે બીજાને અડકી શકીએ છીએ, તે શરીર-ઇંદ્રિય છે.
૨. જે વડે વસ્તુને ચાખી શકીએ છીએ, તે રસના-ઇંદ્રિય છે.
૩. જે વડે વસ્તુને સુંઘી શકીએ છીએ, તે ઘ્રાણ-ઇંદ્રિય છે.
૪. જે વડે કાંઈ પણ દેખી શકીએ છીએ, તે ચક્ષુ-ઇંદ્રિય છે.
૫. જે વડે શબ્દ સાંભળી શકીએ છીએ, તે શ્રોત્ર-ઇંદ્રિય છે.

ઉપરની પાંચે ઇંદ્રિયોને રહેવાના ઠેકાણા નીચે પ્રમાણે છે.

૧. શરીર-ઇંદ્રિય આખા શરીરની ચામડીમાં રહે છે.
૨. રસના-ઇંદ્રિય જીભમાં રહે છે, ૩. ઘ્રાણ-ઇંદ્રિય નાકમાં રહે છે.
૪ ચક્ષુ-ઇંદ્રિય આંખમાં રહે છે, ૫. શ્રોત્ર-ઇંદ્રિય કાનમાં રહે છે.

ત્રણ બલ-યોગ નીચે પ્રમાણે છે.

૬. જેથી આપણે વિચાર કરી શકીએ છીએ તે મનબલ છે.
૭. જેથી આપણે બોલી શકીએ છીએ તે વચનબલ છે.
૮. જેથી આપણે ઊઠવું, બેસવું, લેવું, મૂકવું વગેરે કામ કરી શકીએ છીએ તે શરીરબલ છે.

શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય તેની સમજણ નીચે પ્રમાણે છે.

૯. જે શક્તિવડે જીવ શરીરમાં વાયુ દાખલ કરે, સ્થિર કરે તથા શરીરમાંથી વાયુને બહાર કાઢે તે શ્વાસોચ્છ્વાસ છે.
૧૦. જે વડે જીવન શરીરમાં અમુક કાળ સુધી ટકી શકે તે આયુષ્ય છે.

---

## પાઠ ૭ મો. દશ પ્રાણ.

દોહા.

શરીરેંદ્રિય તે ચામડી, રસનેંદ્રિય તે જીભ;
ઘ્રાણેંદ્રિય તે નાસિકા, સર્વ પ્રાણીમાં લીધ. ૧.
ચક્ષુરિંદ્રિય તે આંખ છે, શ્રોત્રેંદ્રિય તે કાન;
એ પંચેંદ્રિયથી મળે, સર્વ વસ્તુનું જ્ઞાન. ૨.
મન બળ પામી માનવી, શકે વિચારી આપ;
વચન બળે વદવા તણી, શક્તિ ધરે અમાપ. ૩.

# પંચેન્દ્રિય જીવો



























૨. ઘોડાના તબેલા વગેરેમાં ઉત્પન્ન થનારી ... બગઈ
૩. છાણમાં ઉત્પન્ન થનારા ઝેરી ... ... ... વીંછી
૪. એનરમાં ધાન્યને ખાઈ જનારા ... ... ઢંઢ
૫. કીચડથી ઉપજનારા ... ... ... મચ્છ
૬. દીવામાં પડનારા ... ... ... પતંગ
૭. ગંદકીમાં ઉપજનારા... ... ... ...

એ પ્રમાણેના જીવો તથા માખી, મધમાખી, કંસારી, રીઞો, બગાઓ અને કરોળિયા એવી જાતના બીજા ઘણા ચાર ઇંદ્રિયવાળા છે.

ચાર ઇંદ્રિયવાળા જીવોને નીચે મુજબ આઠ પ્રાણ હોય છે.

(૧) શરીર, (૨) જીભ, (૩) નાસિકા, (૪) ચક્ષુ (૫) વચનબળ. (૬) શરીરબળ. (૭) શ્વાસોચ્છ્વાસ (૮) આયુષ્ય.

---

## પાઠ ૧૦ મો. ત્રણ ઇંદ્રિયવાળા જીવો.

ત્રણ ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

"નીચેના જીવો ત્રણ ઇંદ્રિયવાળા છે."

૧. કાનમાં પેસી જનારા ... 
૨. બિછાનામાં ઉપજનારા ... ... ...કાન
૩. માણસના માથામાં ઉપજનારી... ... ...
૪. શરીરના મેલમાં ઉપજનારી ... ... ...
૫. ચીકાશે, અગપણ વગેરે ... સરૈ
૬. ઝાડના થડ વગેરેમાં ...
૭. ઘ ... મંકોડા

ઊઠે બેસે આપથી, શરીર બળની સાથ;
ત્રણે બળથી પૂર્ણ તે, હોય પ્રાણનો નાથ. ૪.
જે વાયુ વપુમાં ધરે, રાખે કાઢે બ્હાર;
શ્વાસોચ્છ્વાસની શક્તિ તે, જાણો પ્રાણાધાર. ૫.
દેહબંધનમાં જે વસે, પ્રાણી કાળ પ્રમાણ;
આયુષ્ય તેને જાણવું, જે છે દશમો પ્રાણ. ૬.

## પાઠ ૮ મો. પાંચ ઇંદ્રિયવાળા જીવો.

માતાપિતાના સંયોગથી ઉત્પન્ન થનારા મનુષ્યો પાંચ ઇંદ્રિયવાળા જીવ છે.

જળચર, સ્થલચર [ ચતુષ્પદ, ભુજપરિસર્પ, ઉરઃપરિસર્પ ]. અને પક્ષીઓ પણ પાંચ ઇંદ્રિયવાળા જીવ છે. જળચરો, સ્થલચરો અને પક્ષીઓ તિર્યંચ કહેવાય છે.

અત્યંત દુઃખ ભોગવનારા જીવો જેઓ નારક કહેવાય છે, તેઓને પણ પાંચ ઇંદ્રિય છે; તેમજ અત્યંત સુખ ભોગવનારા જીવો જેઓ દેવો કહેવાય છે, તેઓને પણ પાંચ ઇંદ્રિય છે.

આ પાંચ ઇંદ્રિયવાળા જીવોને દશ પ્રાણ હોય છે. વળી પાંચ ઇંદ્રિયવાળા બીજા જીવ પણ છે, તેઓને દશથી ઓછા પ્રાણ હોય છે. એવા જીવો સંબંધી સમજણ, જીવો સંબંધી બારીક સમજણ આપતી વખતે કહીશું.

## પાઠ ૯ મો. ચાર ઇંદ્રિયવાળા જીવો.

ચાર ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

**નીચેના જીવો ચાર ઇંદ્રિયવાળા છે"**

ભ્રમર, બગાઇ,

# ચતુરિન્દ્રિય જીવો



ભ્રમર







બગાઈ



વીંછી



તીડ



મચ્છર



પતંગિયાં





ડાંસ



કંસારી



મધમાખી



ભમરી

કરોળિયો



ઊઠે બેસે આપથી, શરીર બળની સાથ;
ત્રણે બળથી પૂર્ણ તે, હોય પ્રાણનો નાથ. ૪.
જે વાયુ વપુમાં ધરે, રાખે કાઢે બ્હાર;
શ્વાસોચ્છ્વાસની શક્તિ તે, જાણો પ્રાણાધાર. ૫.
દેહબંધનમાં જે વસે, પ્રાણી કાળ પ્રમાણ;
આયુષ્ય તેને જાણવું, જે છે દશમો પ્રાણ. ૬.

## પાઠ ૮ મો. પાંચ ઇંદ્રિયવાળા જીવો.

માતાપિતાના સંયોગથી ઉત્પન્ન થનારા મનુષ્યો પાંચ ઇંદ્રિયવાળા જીવ છે.

જળચર, સ્થલચર [ ચતુષ્પદ, ભુજપરિસર્પ, ઉરઃપરિસર્પ ]. અને પક્ષીઓ પણ પાંચ ઇંદ્રિયવાળા જીવ છે. જળચરો, સ્થલચરો અને પક્ષીઓ તિર્યંચ કહેવાય છે.

અત્યંત દુઃખ ભોગવનારા જીવો જેઓ નારક કહેવાય છે, તેઓને પણ પાંચ ઇંદ્રિય છે; તેમજ અત્યંત સુખ ભોગવનારા જીવો જેઓ દેવો કહેવાય છે, તેઓને પણ પાંચ ઇંદ્રિય છે.

આ પાંચ ઇંદ્રિયવાળા જીવોને દશ પ્રાણ હોય છે. વળી પાંચ ઇંદ્રિયવાળા બીજા જીવ પણ છે, તેઓને દશથી ઓછા પ્રાણ હોય છે. એવા જીવો સંબંધી સમજણ, જીવો સંબંધી બારીક સમજણ આપતી વખતે કહીશ.

## પાઠ ૯ મો. ચાર ઇંદ્રિયવાળા જીવો.

ચાર ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

"નીચેના જીવો ચાર ઇંદ્રિયવાળા છે"

## દ્વીન્દ્રિય જીવો

જળો



અળસિયાં



કરમિયા



પોરા



શંખ





કોડા





એ પ્રકારના જીવો તથા ધિમેલ, સવાં, ધનેડાં, ગીંગોડાં વગેરે ઘણી જાતના બીજા જીવો પણ ત્રણ ઇંદ્રિયવાળા છે.

ત્રણ ઇંદ્રિયવાળા જીવોને સાત પ્રાણ હોય છે તેનાં નામ.

**(૧) શરીર, (૨) જીભ, (૩) નાસિકા, (૪) વચનબળ, (૫) શરીરબળ, (૬) શ્વાસોચ્છ્વાસ, (૭) આયુષ્ય.**

---

## પાઠ ૧૧ મો. બે ઇંદ્રિયવાળા જીવો.

બે ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

**" નીચેના જીવો બે ઇંદ્રિયવાળા છે. "**

| | |
|---|---|
| ૧. લોહી ચૂસનારી ... ... ... ... | જળો |
| ૨. વરસાદમાં ઉપજનારા.. ... ... ... | અળસિયા |
| ૩. વાસી અને એઠા અન્ન જળમાં ઉપજનારા ... | લાળિયાં |
| ૪. પેટમાં ઉપજનારા ... ... ... ... | કરમિયાં |
| ૫. પાંણીમાં ઉપજનારા ... ... ... ... | પૂરા |
| ૬. સમુદ્રમાં ઉપજનારા ... ... ... ... | શંખ |
| ૭. પેટમાં ઉપજનારા મોટા કરમિયા ... ... | ગંડોલા |

એ પ્રમાણેના જીવો, તથા કોડા, [1]ચંદન, [2]મેહરિ, [3]હરસ વગેરે બીજા ઘણી જાતના જીવો બે ઇંદ્રિયવાળા છે.

બે ઇંદ્રિયવાળા જીવોને છ પ્રાણ હોય છે તેનાં નામ.

**(૧) શરીર, (૨) જીભ, (૩) વચનબળ, (૪) શરીરબળ, (૫) શ્વાસોચ્છ્વાસ, (૬) આયુષ્ય.**

---

૧ સાધુજી સ્થાપનામાં રાખે છે તે, જીવવાળા હોય ત્યારે.
૨ લાકડામાં ઉપજનારા કીડા.
૩ ગુદાના ભા... થનારા કીડા.

## પાઠ ૧૨ મો. એક ઇંદ્રિયવાળા જીવો.

એક ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

એક ઇંદ્રિયવાળા જીવ સંબંધી સમજણ બહુ જ સૂક્ષ્મ છે, તેથી તે થોડું શિખવ્યા પછી આપીશ. હાલ તો તેના નામ યાદ રાખો.

**" નીચેના જીવો એક ઇંદ્રિયવાળા છે. "**

૧. કાચી માટી, પથ્થર, મીઠું વગેરે ... ... પૃથ્વીકાય
૨. પાણી તે... ... ... ... ... અપ્કાય
૩. અગ્નિ તે... ... ... ... ... તેજસ્કાય
૪. પવન તે... ... ... ... ... વાયુકાય
૫. ઝાડપાન તે... ... ... ... ... વનસ્પતિકાય

એક ઇંદ્રિયવાળા જીવને ચાર પ્રાણ હોય છે.

(૧) શરીર, (૨) શરીરબળ, (૩) શ્વાસોચ્છ્વાસ, (૪) આયુષ્ય.

---

## પાઠ ૧૩ મો. જીવ અને પ્રાણનો સંબંધ.

જીવ અને પ્રાણને બહુજ સંબંધ છે. જેને આપણે કોઈ પણ જીવનું મરણ કહીએ છીએ, તે મરણ, પ્રાણ જીવથી જુદા પડે ત્યારેજ થાય છે.

શિષ્ય—ગુરુજી ! મનુષ્ય મરણ પામે છે તેમ છતાં તેના શરીરમાં આપણે પાંચ ઇંદ્રિયો તો દેખીએ છીએ.

ગુરુ—તમે જે દેખો છો તે ઇંદ્રિયો નથી. તે તો ઇંદ્રિયોને રહેવાના ઠેકાણાં છે; ઇંદ્રિયો તો દેખવામાં આવતીજ નથી. જેમકે:— કોઈ માણસ બહેરો હોય તેને કાન તો હોય છે; પરંતુ કાનમાં સાંભળવાની શક્તિ જે શ્રોત્રેંદ્રિય છે તે રોગથી

અથવા બીજા કારણથી આવરણ પામી હોય છે કે નાશ પામી ગઇ હોય છે તેથી તે સાંભળી શકતો નથી. તેવી રીતે મનુષ્ય મરણ પામે છે તેજ વખતે ઇંદ્રિયો પણ નાશ પામે છે અને તેથી તે પોતપોતાના કામ કરતી બંધ પડે છે.

---

## પાઠ ૧૪ મો. પાંચ ઇંદ્રિયના વિષયો.

ઇંદ્રિયોથી જે જે જાણી શકાય તે તે તેના વિષયો કહેવાય છે.

**"પાંચ ઇંદ્રિયોના સર્વ મળી ત્રેવીશ વિષયો છે."**

| | |
|---|---|
| ૧. સ્પર્શેંદ્રિયના ૮ વિષય. | જ્યારે શરીરને કોઈ પણ પદાર્થ ટાઢો કે ઊનો, હળવો કે ભારે, સુંવાળો કે ખરબચડો, અને લૂખો કે ચોપડેલો લાગે ત્યારે સ્પર્શેન્દ્રિય [ શરીર ઇંદ્રિય ] છે એમ સમજવું. |
| ૨. રસેંદ્રિયના ૫ વિષય. | જ્યારે જીભને કોઈ પણ પદાર્થ ખાટો, કડવો, તીખો, મીઠો કે કષાયલો લાગે ત્યારે જીભમાં રસેંદ્રિય છે એમ સમજવું. |
| ૩. ઘ્રાણેંદ્રિયના ૨ વિષય. | જ્યારે નાકને કોઇ પણ પદાર્થની સારી ગંધ કે ખરાબ ગંધ લાગે ત્યારે નાકમાં ઘ્રાણેંદ્રિય છે એમ સમજવું. |
| ૪. ચક્ષુરિંદ્રિયના ૫ વિષય. | જ્યારે આંખને કોઈ પણ પદાર્થ ધોળો, પીળો, રાતો, કાળો કે લીલો લાગે ત્યારે આંખમાં ચક્ષુરિંદ્રિય છે એમ સમજવું. |
| ૫. શ્રોત્રેંદ્રિયના ૩ વિષય. | જ્યારે કાનને મનુષ્યના બોલવાનો કે પદાર્થનો કે મનુષ્ય અને પદાર્થના સંબંધનો અવાજ લાગે ત્યારે કાનમાં શ્રોત્રેંદ્રિય છે એમ સમજવું. |

ત્રણ શ્રોત્રેંદ્રિયના વિષયનાં નામઃ—

૧. સચિત્ત શબ્દ. પ્રાણી માત્રના બોલવાનો શબ્દ તે.

૨. અચિત્ત શબ્દ. જડવસ્તુને જડવસ્તુ અથડાતાં નીકળતો અવાજ તે.

૩. મિશ્ર શબ્દ. પ્રાણી અને જડ બન્નેના સંબંધથી અવાજ નીકળે તે. જેમકે મનુષ્યો જડ વાજિંત્રો વગાડે છે તેનો શબ્દ નીકળે તે.

---

## પાઠ ૧૫ મો. જીવ અને કર્મ.

ગુરુ—મિત્રો ! તમને જીવ અને આયુસંબંધી થોડી સમજણ આપી; હવે જીવ અને કર્મ સંબંધી કાંઇક કહીશ.

'કર્મ' એ શબ્દ તમે સાંભળ્યો છે ?

શિષ્ય—હાજી, કર્મ એ શબ્દ તો સાંભળ્યો છે, પણ એ શું છે તે જાણતા નથી.

ગુરુ—જીવથી જે કરાય તે કર્મ.

શિષ્ય—વારુ ગુરુજી ! પણ જીવથી કરાય એટલે શું ?

ગુરુ—જીવ મનવડે વિચાર કરે, વાણીથી બોલે અને શરીર વડે કામ કરે તે સર્વે જીવથી કરાય છે. એ પ્રમાણે જીવથી જે જે કરાય છે તેનું ભવિષ્યમાં જીવને જે ફળ આપે તે કર્મ છે.

શિષ્ય—ત્યારે શું જીવથી કરાયેલાં કામ અને કર્મ એ જુદી જુદી વસ્તુ છે ?

ગુરુ—હાજી; તેમજ છે.

શિષ્ય—ત્યારે જીવના કામને તો આપણે દેખી શકીએ છીએ કે જાણી શકીએ છીએ, તેમ કર્મને કેમ દેખી કે જાણી શકતા નથી ?

ગુરુ—જેમ જીવ આંખથી દેખી શકાતો નથી પણ જ્ઞાનથી જાણી શકાય છે, તેમ કર્મ પણ આંખથી દેખી શકાતાં નથી પણ જ્ઞાનથી જાણી શકાય છે.

---

## પાઠ ૧૬ મો. કર્મ.

દોહા.

**મન વચ કાયાએ કરી, જે જે જીવથી થાય;**
**કર્મ કહે છે તેહને, જેથી જીવ બંધાય. ૧**
**શુભ કર્મો સારાં વડે, અશુભ નઠારે હોય;**
**તે માટે શુભ કર્મમાં, યત્ન કરો સૌ કોય. ૨**

---

## પાઠ ૧૭ મો. પુણ્યકર્મ.

### પુણ્ય બંધાવાના મૂળ ૯ ( નવ ) કારણો છે.

કર્મના ઘણા પ્રકાર છે. જીવની સાથે કર્મનો જે સંબંધ થાય છે, તેમાં સારાં કર્મ તે પુણ્યકર્મ કહેવાય છે.

પુણ્યકર્મ મુખ્યત્વે કરી નીચેના કામો કરવાથી બંધાય છે.

૧. ભૂખ્યા પ્રાણીને ( પ્રેમવડે ) અન્ન આપવાથી.
૨. તરસ્યા પ્રાણીને પાણી આપવાથી.
૩. આશ્રય વગરનાને સ્થાન આપવાથી.
૪. બિછાના વગરનાને બિછાનું આપવાથી.
૫. દરદીને ઓસડ આપી, વ્યાધિ ટાળવાથી.
૬. દુઃખી પ્રાણીના દુઃખ મટાડવા, સારા વિચાર કરવાથી.
૭. તેવા પ્રાણીના દુઃખ દૂર થવા, પ્રિય, મધુર બોલવાથી.
૮. તેવા પ્રાણીના દુઃખ મટાડવા, શરીરની મદદ આપવાથી.
૯. વસ્ત્ર વિનાના પ્રાણીને વસ્ત્ર આપવાથી.

એવી રીતે બીજાં પણ વિશેષ કારણોથી પુણ્યકર્મ બંધાય છે, તેની વિસ્તારથી સમજ ધીમે ધીમે આપવામાં આવશે. સાધુ-સંતોને, શ્રાવકોને, એ બધું પૂજ્યભાવ અને વિનય સહિત બહુમાનપૂર્વક આપવું ઘટે છે, તેથી સવિશેષ પુણ્ય બંધાય છે. પુણ્યકર્મથી જીવને સુખ પ્રાપ્ત થાય છે.

## પાઠ ૧૮ મો. પુણ્યકર્મ વિષે.

ચોપાઈ.

સારા વિચારો મનમાં થાય, સત્યપણે નિત્ય વાણી વદાય;
ભૂખ્યાને ભોજન અપાય, તરસ્યા જનને પાણી પાય. ૧
નિરાશ્રયને આપે સ્થાન, વસ્ત્ર રહિતને વસ્ત્રનું દાનઃ
ભૂમિ પડયાનું દેખી અંગ, આપે બિછાનું રાખી ઉમંગ. ૨
દરદીના દુઃખ દેખ્યા ન જાય, ઔષધ આપી દૂર કરાય;
પરદુઃખ દેખી આપ દુભાય, તે દૂર કરવા સત્વર ધાય. ૩
જીવદયાનો દિલમાં વાસ, સમતા કેરો નિત્ય પ્રકાશ;
ધર્મવિષે જે પૂરણ પ્રીત, પુણ્ય કર્મતણી એ રીત. ૪

## પાઠ ૧૯ મો. પાપકર્મ.

જેમ સારાં કર્મ તે પુણ્યકર્મ કહેવાય છે.
તેમ નઠારાં કર્મ તે પાપકર્મ કહેવાય છે.

"નીચે મુજબ કરવાથી પાપકર્મ બંધાય છે."

૧. કોઈ પણ જીવને મારી નાંખવાથી અથવા દુઃખ દેવાથી.
૨. કોઈ પણ પ્રકારે જૂઠું બોલવાથી.

૩. પારકી કોઈ પણ વસ્તુ ખરાબ દાનતથી છૂપી રીતે લઈ લેવાથી એટલે ચોરી કરવાથી.
૪. કોઈ પણ પુરુષે પરસ્ત્રી સાથે અથવા સ્ત્રીએ પરપુરુષ સાથે મૈથુન સેવવાથી.
૫. અનીતિથી પૈસા વગેરેનો સંગ્રહ કરવાથી.
૬. ક્રોધ કરવાથી. ૭. જૂઠાં આળ મૂકવાથી.
૮. નિંદા કરવાથી. ૯. ચાડી ખાવાથી. ૧૦. જુગાર રમવાથી.
૧૧. કલેશ કંકાસ કરવાથી. ૧૨. કપટ કરવાથી.

એ પ્રમાણે પાપકર્મ બંધાય તેવા ઘણાં કાર્યો છે, તેનો વિસ્તારથી બોધ ધીમે ધીમે મળતો જશે.

પાપકર્મથી પ્રાણી દુ:ખ ભોગવે છે, તેથી પાપકર્મ ન બંધાય તેવાં કામો કરવાં.

## પાઠ ૨૦ મો. પાપકર્મ વિષે.

ભુજંગી છંદ.

નઠારા વિચારો સદા ચિત્ત ધારે, મૃષાવાદ બોલે ગમે તે પ્રકારે;
બૂરી દાનતે પારકી ચીજ લેવા, ધરાવે હરામીપણે નીચ હેવા. ૧.
અનીતિ કરી સંગ્રહે દ્રવ્ય પોતે, જુવે છિદ્ર છાનાં જુઠાં આળ ગોતે;
કરી કલેશ કંકાસ નિંદા દુ:ખાવે, બની ચાડિયા ફંદ માંહે ફસાવે. ૨.
જુગારે રમે ભોગવે અન્ય નારી, રીબાવી કરે જીવહિંસાજ ભારી;
અધર્મી બની ધર્મનો દંભ રાખે, પ્રભુ સર્વ તે પાપના કર્મ ભાખે. ૩.

## પાઠ ૨૧ મો. પરમેશ્વર.

પુણ્યકર્મથી સુખ મળે છે અને પાપકર્મથી દુ:ખ મળે છે. એ વચનો મારા પોતાના નથી, તે વચનો પરમેશ્વરના છે.

શિષ્ય—વારુ ગુરુજી ! પરમેશ્વર કોણ છે ? જેણે આ જગતને બનાવ્યું તે પરમેશ્વરના એ વચનો છે ?

ગુરૂ—પરમેશ્વરે જગતને બનાવ્યું જ નથી. જગત્ તો અનાદિ કાળથી છે એટલે કે તે હમેશાં છે જ. આ જગત્ બનાવ્યું બની શકે એવું જ નથી, તે સંબંધી જ્ઞાન ઘણું શિખવ્યા પછી આપીશ અને ત્યારે જ તમે તે સમજી શકશો.

પરમેશ્વર એટલે મોટો ઈશ્વર, જેનામાં ઐશ્વર્ય હોય તે ઈશ્વર કહેવાય. પરમેશ્વરમાં જ્ઞાનરૂપ મોટું ઐશ્વર્ય છે તેથી તે પરમેશ્વર છે. પરમેશ્વરના બીજા અનેક નામ છે. જેમકે જિનેશ્વર, અરિહંત, તીર્થંકર ઇત્યાદિ.

શિષ્ય—જિનેશ્વર એટલે શું ?

ગુરૂ—રાગ અને દ્વેષને જે જીતે તે જિન કહેવાય, તેના જે ઈશ્વર ( સ્વામી ) તે જિનેશ્વર છે.

શિષ્ય—રાગ અને દ્વેષ એ શું છે ?

ગુરૂ—કોઈ પણ પ્રાણી અથવા પદાર્થ ઉપર મૂર્છા કરવી એટલે કે તેનાથી રાજી થવું તે રાગ છે અને કોઈ પણ પદાર્થ કે પ્રાણી ઉપર નારાજ થવું તે દ્વેષ છે.

---

## પાઠ ૨૨ મો. તીર્થંકર.

તીર્થનું સ્થાપન કરનાર તે તીર્થંકર કહેવાય છે. તીર્થ શબ્દના એક કરતાં વધારે અર્થ થાય છે, પરંતુ તીર્થંકર શબ્દમાં તીર્થ એટલે ચાર પ્રકારના મનુષ્યનો સમુદાય, જેને સંઘ કહેવામાં આવે છે તે.

ચાર પ્રકારના મનુષ્યો તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા છે. તેમાં સાધુ અને શ્રાવક તે પુરુષવર્ગ છે તથા સાધ્વી અને શ્રાવિકા તે સ્ત્રીવર્ગ છે.

---

શિષ્ય—મનુષ્યના સમુદાયમાંથી ચાર પ્રકારના સંઘનું જૂદું સ્થાપન કરવાનું શું કારણ ?

ગુરૂ—મનુષ્યના સમુદાયમાં પણ ભિન્ન ભિન્ન સ્વભાવના જીવો હોય છે તેમાં ઘણાં મનુષ્ય તો સંસારમાં શરીરસંબંધી, ધનસંબંધી, સ્ત્રીસંબંધી કે પુત્રસંબંધી સુખના ઇચ્છનારા હોય છે, તેથી જે મનુષ્યો વીર પ્રભુના માર્ગાનુસાર પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છનારા અને કરનારા હોય છે તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા કહેવાય છે. તેઓના આત્માનું કલ્યાણ કરવા વાસ્તે તીર્થંકર પ્રભુ આ ચાર પ્રકારના સંઘનું સ્થાપન કરે છે.

શિષ્ય—આત્માનું કલ્યાણ તે શું ?

ગુરૂ—જેથી આત્માને સંસારમાં જન્મ-મરણ ન કરવાં પડે એવી આત્માની સ્થિતિ પ્રાપ્ત કરવી તે આત્મકલ્યાણ છે.

---

## પાઠ ૨૩ મો. અરિહંત.

કર્મરૂપ અરિ એટલે શત્રુ તેને હંત એટલે હણનાર તે અરિહંત કહેવાય છે.

શિષ્ય—વાહ ગુરુજી ! કર્મરૂપ શત્રુને હણનાર તે અરિહંત, તેમાં માઠાં કર્મને હણે તે તો વાસ્તવિક છે; પરંતુ સારાં કર્મ જે પુણ્યકર્મ છે તેને હણવાનું શું કારણ ?

ગુરૂ—સારાં કર્મથી બંધાઈ રહેતાં પણ આત્માને સંસારમાં જન્મ-મરણ કરવાં પડે છે. વળી જન્મ-મરણના દુઃખ તે મોટા દુઃખ છે, તેથી જન્મ-મરણના મોટા દુઃખનો નાશ કરવા સારાં કર્મનો પણ નાશ કરવો પડે છે.

શિષ્ય—સારાં અને માઠાં તમામ કર્મનો નાશ કરવાથી આત્માને શું લાભ થાય ?

ગુરૂ—સર્વ કર્મનો નાશ કરવાથી આત્મા પરમાત્મા થાય અને તે સિદ્ધ પરમાત્મા કહેવાય. તેના આત્મિક સુખનો પાર નથી.

શિષ્ય—ગુરુજી! આપે કહ્યા તેવા અરિહંત તીર્થંકર હાલ તો આપણે દેખતા નથી, તો તેવા થઇ ગયા હશે તેની શી ખાત્રી?

ગુરૂ—તે બાબતની ખાત્રી તેમના ઉપદેશેલા શાસ્ત્રો જે સિદ્ધાંત અથવા આગમ કહેવાય છે, તેનાથી થઇ શકે છે.

---

## પાઠ ૨૪ મો. પરમેશ્વર.

ચોપાઇ.

પરમેશ્વર ઐશ્વર્યના ઠામ, શ્રી અરિહંત જિનેશ્વર નામ;
સંઘ તીર્થને સ્થાપે જેહ, તીર્થંકર કહેવાયે તેહ. ૧.
તે પ્રભુ પૂર્ણ કૃપાના ધામ, નાથ નિરંજન તે નિષ્કામ;
રાગ દ્વેષ ધરે નહિ આપ, ધારે સદ્ગુણ સર્વ અમાપ. ૨.
પૂર્ણાનંદથી નિત્ય વિલાસ, કેવળજ્ઞાને જગત પ્રકાશ;
નિર્મલ આત્મતણા તે રૂપ, સમતારસના સાગર ભૂપ. ૩.
એ છે સર્વ દેવાધિદેવ, કરવી તેની નિત્યે સેવ;
શ્રી જિનવરનું પૂજન થાય, તેથી સઘળાં કર્મ ખપાય. ૪.

---

## પાઠ ૨૫ મો. પંચપરમેષ્ઠી.

સર્વ આત્માઓમાં પાંચ પ્રકારના આત્માઓ પરમ પૂજ્ય છે, તેથી તે પાંચ પ્રકારના આત્માઓ પંચપરમેષ્ઠી કહેવાય છે.

પંચપરમેષ્ઠીમાં પ્રથમ શ્રી અરિહંત પરમાત્મા છે અને બીજા શ્રીસિદ્ધ પરમાત્મા છે.

અરિહંતને અભાવે ચારે પ્રકારના સંઘને અરિહંતે કરેલા ઉપદેશ પ્રમાણે બોધ આપનારા તથા પોતે શુદ્ધ આચાર પાળનારા અને બીજાને શુદ્ધ આચાર પાળવાનો ઉપદેશ આપનારા એવા ત્રીજા પરમેષ્ઠી તે આચાર્ય છે.

અરિહંતના ઉપદેશરૂપ સિદ્ધાંતોનો-શાસ્ત્રોનો અભ્યાસ કરનારા અને પોતાની સમિપે અભ્યાસ કરવા સારૂ આવનારાને શિખવનારા એવા ચોથા પરમેષ્ઠી તે ઉપાધ્યાય છે.

પોતાના આત્માને કર્મરહિત કરવા સારૂ સંસારનો ત્યાગ કરી માત્ર મોક્ષ પામવાના સાધનોમાં જ નિરંતર ઉદ્યમ કરનારા એવા પાંચમા પરમેષ્ઠી તે સાધુ છે.

એ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવાથી સર્વ પાપનો સર્વથા નાશ થાય છે અને આત્મા નિર્મળ થાય છે. તે પંચપરમેષ્ઠીને નમસ્કાર આ પ્રમાણે કરવો.

---

## પાઠ ૨૬ મો. પંચપરમેષ્ઠી નમસ્કારસૂત્ર.

વાક્યાર્થ-( સૂત્રાર્થ )

**૧. નમો અરિહંતાણં**:—અરિહંત (દેવોને) નમસ્કાર થાઓ.

**૨. નમો સિદ્ધાણં**:—સિદ્ધ (પરમાત્માઓ) ને નમસ્કાર થાઓ.

**૩. નમો આયરિયાણં**:—આચાર્ય ( મહારાજાઓ )ને નમસ્કાર થાઓ.

**૪. નમો ઉવજ્ઝાયાણં**:—ઉપાધ્યાય ( મહારાજાઓ )ને નમસ્કાર થાઓ.

૫. નમો લોએ સવ્વસાહૂણં:—લોકને વિષે રહેલા સર્વ સાધુ (મહારાજાઓ)ને નમસ્કાર થાઓ.

૬. એસો પંચનમુક્કારો:-એ પાંચ (પરમેષ્ઠીને કરેલ) નમસ્કાર.

૭. સવ્વપાવપ્પણાસણો:—સર્વ પાપનો સર્વથા નાશ કરનાર છે.

૮. મંગલાણં ચ સવ્વેસિં:—અને સર્વ મંગળોમાં (તે)

૯. પઢમં હવઇ મંગલં:- પ્રધાન (મુખ્ય) મંગળ છે.

---

## પાઠ ૨૭ મો. મંત્ર.

ગુરૂ—બન્ધુઓ! આ પંચપરમેષ્ઠી નમસ્કારસૂત્ર જે તમે ગયા પાઠમાં શીખ્યા તે મહામંત્ર છે. તે મહામંત્રનું સ્મરણ તમારે દરરોજ સવારમાં ઊઠીને એકાગ્ર ચિત્તે કરવું.

શિષ્ય- ગુરુજી! મંત્ર કેને કહેવાય? અને પંચપરમેષ્ઠી-નમસ્કાર-મંત્રથી આપણને શું લાભ થાય?

ગુરૂ—શબ્દોના સ્મરણ વા ઉચ્ચારમાં રહેલી શુભ શક્તિ તે મંત્ર કહેવાય છે. જેમ સર્પ અને વીંછીના મંત્રથી તે મંત્રને જાણનાર સર્પ અને વીંછીના ઝેરને દૂર કરી શકે છે તેમ આ મંત્રને જાણનાર પાપરૂપ ઝેરને દૂર કરી શકે છે.

શિષ્ય—જેમ સર્પ અને વીંછીના મંત્ર જાણનારને ઝેર ઊતારતાં તથા મનુષ્યને સાજો કરતાં દેખીએ છીએ તેમ આ મંત્રથી મનુષ્યને પાપરૂપ ઝેર વગરનો થતો દેખતા નથી તેનું શું કારણ?

ગુરૂ—પાપરૂપ ઝેર, સર્પ અને વીંછીના ઝેર જેવું નથી, તેથી તેને ચડતાં કે નાશ પામતાં આપણે દેખી શકતા નથી, તે માત્ર જ્ઞાનથી જ જાણી શકાય તેવું છે, તેથી જ્યારે તમને વિશેષ જ્ઞાન થશે ત્યારે તમે પોતે જ જાણી શકશો કે તે મંત્રથી પાપરૂપ ઝેર નાશ પામે છે. તે મહામંત્ર તમારે ગુરુ પાસે ભણવો. ગુરુની આજ્ઞાએ ભણવાથી તે મહામંત્ર સફળ થાય છે.

---

## પાઠ ૨૮ મો.

### પંચ પરમેષ્ઠી વિષે પ્રશ્નોત્તર. ભાગ ૧ લો.

જ્ઞાનચંદ્ર—ભાઇ વિનયચંદ્ર! હમણાં પાઠશાળામાં શો અભ્યાસ ચાલે છે?

વિનયચંદ્ર—સારૂં! ગઈકાલે જ પંચપરમેષ્ઠી નમસ્કાર સંબંધી પાઠ પૂરો થયો છે.

જ્ઞાનચંદ્ર—પંચપરમેષ્ઠીમાં કોને નમસ્કાર કરવામાં આવે છે?

વિનયચંદ્ર—બે પ્રકારના દેવને અને ત્રણ પ્રકારના ગુરુને.

જ્ઞાનચંદ્ર—બે પ્રકારના દેવ અને ત્રણ પ્રકારના ગુરુના નામો બોલો.

વિનયચંદ્ર—બે પ્રકારના દેવ તે—અરિહંત અને સિદ્ધ તથા ત્રણ પ્રકારના ગુરુ તે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. એ પાંચને નમસ્કાર કરવો તે પંચપરમેષ્ઠીને નમસ્કાર કર્યો કહેવાય.

જ્ઞાનચંદ્ર—પંચપરમેષ્ઠીનો શબ્દાર્થ કહો જોઈએ?

વિનયચંદ્ર—પાંચને સંસ્કૃતમાં પંચ કહે છે અને પરમે અને ષ્ઠિન્ એ બે શબ્દ મળી પરમેષ્ઠી શબ્દ ઉત્પન્ન થયો છે.

પરમ એટલે ઉત્કૃષ્ટ સ્વરૂપમાં, ષ્ઠિન્ એટલે રહેનાર એટલે " સમભાવમાં રહેનાર " ને જ [ સંસ્કૃત ભાષામાં ] પરમેષ્ઠી કહે છે.

જ્ઞાનચંદ્ર—નમસ્કાર કેમ કરાય ?

વિનયચંદ્ર—મનથી નમ્ર ને વિશુદ્ધ થઈ, વચનથી " નમસ્કાર થાઓ " એમ બોલી અને શરીરથી [ બે હાથ જોડી, બે ઢીંચણથી (ગોઠણથી) ] ભૂમિએ પડી, મસ્તક ભૂમિએ અડકે ત્યાં સુધી નમાવીએ. આ ત્રણે એક સાથે ( વિવેક અને ઉત્સાહથી ) કરીએ ત્યારે આપણે નમસ્કાર કર્યો ગણાય, અને તે પંચાંગ નમસ્કાર કહેવાય.

---

## પાઠ ૨૯ મો.

## પંચપરમેષ્ઠી વિષે પ્રશ્નોત્તર. ભાગ ૨ જો.

જ્ઞાનચંદ્ર—પંચપરમેષ્ઠી નમસ્કારને નવકાર કહે છે તેનું શું કારણ ?

વિનયચંદ્ર—નમસ્કાર શબ્દ માટે સંસ્કૃત ભાષામાં નમસ્ શબ્દ છે અને પ્રાકૃત ભાષામાં નમો અથવા ણમો એવા ટૂંકા શબ્દો છે. નમસ્કાર શબ્દનું પ્રાકૃતમાં નમુક્કાર એવું રૂપ થાય છે અને ભાષામાં તેને નવકાર પણ કહે છે.

જ્ઞાનચંદ્ર—પંચપરમેષ્ઠીને નમસ્કાર કરવાથી શું લાભ થાય ?

વિનયચંદ્ર—સર્વે પાપનો સંપૂર્ણ નાશ થાય.

જ્ઞાનચંદ્ર—એ નવકારમંત્રનો ( નમસ્કારનો ) મહિમા કેવો છે ?

વિનયચંદ્ર—જગતમાં જેટલાં માંગલિક મનાય છે તેમાં સર્વેથી ઉત્તમ માંગલિક એ નવકારમંત્ર છે, કેમકે જે વસ્તુ બીજા મંત્રોથી ન મળે તે આ નમસ્કાર મંત્રથી મળે છે;

અને સર્વે જાતના રોગ, શોક, દુઃખ કે પીડા જે હોય તે એનું શુદ્ધ ભાવે સ્મરણ કરવાથી દૂર થાય છે. આ તો લૌકિક લાભ દર્શાવ્યો જ્યારે લોકોત્તર લાભ તો એ છે કે તેનાથી મોક્ષના સુખ પ્રાપ્ત થાય છે. ટૂંકામાં ઉત્તમમાં ઉત્તમ સુખ પણ તેથી પ્રાપ્ત થાય છે.

જ્ઞાનચંદ્ર—એ નવકારમંત્ર કયારે બોલાય છે ?

વિનયચંદ્ર—મુખ્ય તો દરેક ધર્મ-ક્રિયાની શરૂઆતમાં એ મહામંત્ર માંગલ્ય અર્થે બોલાય છે, પણ ઉત્તમ મનુષ્યો તો બેસતાં, ઊઠતાં, ચાલતાં તથા કાંઇ કામકાજ કરતાં રાત્રિએ અને દિવસે, દરેક સમયે અને સર્વ સ્થળે આ નવકાર મંત્રનું ધ્યાન ધર્યા કરે છે અને તે ધરવા યોગ્ય છે.

---

## પાઠ ૩૦ મો.

## પંચપરમેષ્ઠી વિષે પ્રશ્નોત્તર. ભાગ ૩ જો.

જ્ઞાનચંદ્ર—ભાઈ વિનયચંદ્ર ! અરિહંત એટલે (કર્મરૂપ) શત્રુને હણનાર એવો અર્થ કહ્યો છે પણ તેનો બીજો અર્થ તમે જાણો છો ?

વિનયચંદ્ર—બીજો અર્થ મારા જાણવામાં નથી.

જ્ઞાનચંદ્ર—તો હું કહું છું તે તમે સાંભળો. જે કોઇ ભાગ્યશાળી માણસ ઘણાં ઉત્તમ કામો કરે, તમામ પાપથી દૂર થઇ પરમ પવિત્ર થાય અને ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન પામીને એવી યોગ્યતા મેળવે કે તેને તમામ દેવોના ઉપરી જે ઇંદ્રો તે પણ પગે પડે તે અર્હત્ કહેવાય. અર્હત્ એટલે યોગ્ય, લાયક, પૂજ્ય, ઇંદ્રોને પણ પૂજવા લાયક.

વિનયચંદ્ર—અર્હત્‌દેવ વિષે તો હું સમજ્યો પણ સિદ્ધપ્રભુ વિષે મને સારી રીતે સમજાવશો ?

જ્ઞાનચંદ્ર—હા, જે મનુષ્યો સર્વ પાપનો વિનાશ કરી, રાગ-દ્વેષને દૂર કરી, સઘળાં કર્મોને શુદ્ધ ધ્યાનવડે બાળી નાંખી, જન્મ-મરણના ફેરામાંથી હમેશને માટે છૂટી, પરમ પવિત્ર આત્મભાવમાં રહી, અનંત જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યમાં રમણ કરતાં મહામંગળરૂપ મોક્ષ-સિદ્ધિ પ્રાપ્ત કરે તે મહા ઉત્તમ મનુષ્યો "સિદ્ધ" અથવા સિદ્ધ પરમાત્મા કહેવાય છે. પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય, જૈન હોય કે બીજા ધર્મવાળા હોય, મુનિના વેષમાં હોય કે ગૃહસ્થના વેષમાં હોય; છતાં જે રાગદ્વેષને સંપૂર્ણપણે જીતી સમભાવ એટલે શત્રુ અને મિત્રપર સરખા જ ભાવ-પરિણામ રાખી શકે તે અવશ્ય સિદ્ધ થવાને યોગ્ય છે એમ જૈન શાસ્ત્રમાં કહ્યું છે.

---

## પાઠ ૩૧ મો.

## પંચપરમેષ્ઠીને નમસ્કાર કરવાનો હેતુ. ભાગ ૧ લો.

પહેલા અર્હત્ પરમાત્માને વિધિપૂર્વક નમસ્કાર કરવાનો હેતુ એવો છે કે-આ જન્મમરણરૂપી મહાન્ ગહન વનમાં ભટકવાનું મટી જઈ, મહા આનંદરૂપ મોક્ષનગરનો માર્ગ હાથ લાગે, એટલે આપણા ઘાતીકર્મને ક્ષય કરવાનો માર્ગ મળે તેમજ આત્મહિત કરવાના જે જે માર્ગો બતાવ્યા છે તે ઉપર પ્રીતિ થાય અને તે પ્રમાણે વર્તન કરવાના સદ્દવિચારો થાય, તેમ તેવાં સાધનો મળતાં રહે અને છેવટે તેવું પદ પ્રાપ્ત કરવા આપણો આત્મા શક્તિમાન થાય; કારણ કે જે મોક્ષનો શુદ્ધ રસ્તો છે તે દેખાડવાનું પરમોપકારીપણું તેમના વિષે છે તેથી તે અરિહંત પરમાત્મા નમસ્કાર કરવા યોગ્ય છે.

બીજા સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરવાનો હેતુ એવો છે કે આપણા સઘળાં કર્મ બળી જઈ, આપણા આત્મામાં જે જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યની મહાશક્તિ–સત્તા છે તે પ્રગટી નીકળે અને મોક્ષની પ્રાપ્તિ થાય; કારણ કે તેવી જ રીતે જે જે આત્માઓ સિદ્ધિપદને પામ્યા છે એટલે મોક્ષમાં જ્યોતિર્મય, નિરંજન, નિરાકારરૂપે બિરાજી રહેલા છે તેવા પરમાત્માઓને નમસ્કાર કરતાં તેઓની માફક આપણાં પણ સઘળાં કર્મોનો નાશ થઈ જાય અને અંતે તેવું પદ પ્રાપ્ત કરવા આપણો આત્મા શક્તિમાન થાય.

---

## પાઠ ૩૨ મો.

## પંચપરમેષ્ઠીને નમસ્કાર કરવાનો હેતુ. ભાગ ૨ જો.

ત્રીજા આચાર્યપદને નમસ્કાર કરવાનો હેતુ એવો છે કે જેમ આચાર્યમહારાજ પોતે શુદ્ધ આચાર પાળે છે અને પોતાના આચારવડે કર્મરૂપી મેલથી શુદ્ધ થતા જાય છે. તેમને નમસ્કાર કરતાં ગુણના અનુમોદનવડે આપણામાં પણ શુદ્ધ આચાર ઉત્પન્ન થાય, આપણા આત્માની ઉંચી સ્થિતિ કરવામાં તેવા સદાચાર આધારરૂપ થઈ પડે, તથા કઠોર પરિણામ જતા રહી સરલ પરિણામ થાય અને જિનશાસનને અનુકૂળ જે જે શુભ આચરણ હોય તે તે આપણામાં પ્રગટ થાય. આથી આપણો આત્મા ઉચ્ચ સ્થિતિએ પહોંચવા શક્તિમાન થાય.

ચોથા ઉપાધ્યાયપદને નમસ્કાર કરવાનો હેતુ એવો છે કે જેમ ઉપાધ્યાય પોતે આત્મહિતનું શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને બીજા આત્માઓને તેવું શુદ્ધ જ્ઞાન આપવાની શક્તિ ધરાવે છે,

અને એ રીતે પરોપકાર કરવાથી પોતાના આત્માનો ઉપકાર કરી છેવટે ઉચ્ચપદને પ્રાપ્ત કરે છે તેમ આપણને પણ તેઓને યોગ્ય વિધિએ નમન કરતાં ઉચ્ચ જ્ઞાન મેળવવામાં સુગમતા થઈ પડે છે અને છેવટે આપણે તેવું શુદ્ધ જ્ઞાન મેળવી બીજાને ઉપકાર કરવા શક્તિમાન થઇએ છીએ–તે શુદ્ધ જ્ઞાન બીજાને સમજાવી શકીએ તેવી શક્તિ આપણામાં ઉત્પન્ન થાય છે અને છેવટે આપણો આત્મા પણ નિર્મળ થાય છે.

પાંચમા સાધુપદને નમસ્કાર કરવાનો હેતુ એવો છે કે આપણે ઘણા કાળથી આ દુનિયામાં પાંચે ઇંદ્રિયોના વિષયોમાં મૂર્છિત થઇ તથા તેમાં ગાઢ મોહ પામી જન્મ–મરણના ફેરા ફર્યાં જ કરીએ છીએ, તો જે સાધુ આ અસાર સંસાર ઉપરથી મોહ ઉતારી, વૈરાગ્ય પામી, મન, વચન અને કાયાથી પોતાના આત્માને શુદ્ધ કરનારા સાધનોમાં જ ઉદ્યમવાળા રહે છે, તેવાને નમસ્કાર કરવાથી આપણે પણ આ દુનિયાની ખોટી મોહિનીથી વૈરાગ્ય પામી, મૂર્છા ઉતારી, આત્મસાધન કરવાની શક્તિ પ્રાપ્ત કરીએ.

આ પંચપરમેષ્ઠી મહાપુરુષોને નમસ્કાર કરતાં તેમના ઉચ્ચ ગુણો તરફ આપણું લક્ષ ખેંચાય છે, તે ગુણો મેળવવાની ઈચ્છા થાય છે અને એમ થયું એટલે પાપ ઉપર તિરસ્કાર આવતાં આપણા તમામ પાપનો નાશ કરી શકાય છે.

---

## પાઠ ૩૩ મો. ગુરુ અને તેના ગુણો.

નમસ્કાર મંત્રમાં ત્રીજા પદથી આચાર્યોને નમસ્કાર કરાય છે. આચાર્ય એટલે ધર્મગુરુ.

જૈનધર્મમાં એવું કહ્યું છે કે બનતાં સુધી તમામ ધર્મક્રિયા ગુરુની સમક્ષ કરવી જોઇએ; પણ કદાચ ગુરુ દૂર હોય તો તેમના

સ્મરણુ માટે આપણી સામે બાજોઠ ઉપર પુસ્તક, પોથી, પ્રભુ કે ગુરુની છબી કે નવકારવાળી વિગેરે પવિત્ર વસ્તુ રાખી, તેમાં ગુરુમહારાજની ભાવનાથી ગુરુની સ્થાપના કરવી. પછી તેમની સમક્ષ સઘળી ધર્મક્રિયા કરવી.

આમ આલંબન રાખવાથી ગુરુનો વિનય અને ગુરુની સાક્ષી એ બે સચવાય છે, તથા આત્મા એકાગ્રચિત્તયુક્ત રહે છે; માટે નીચેના ગુણવાળા ગુરુમહારાજની સ્થાપના કરવી. જેઓ:—

(૫) પાંચે ઇંદ્રિયોને વશ રાખે.
(૯) નવ વાડવડે શીલ–સદાચારનું પાલન–રક્ષણ કરે.
(૪) ચાર પ્રકારના કષાયને દૂર કરે.
(૫) પાંચ મહાવ્રત પાળવામાં સાવધાનતા રાખે.
(૫) પાંચ પ્રકારના આચાર પાળે.
(૫) પાંચ સમિતિ સાચવીને જયણાપૂર્વક કામ કરે.
(૩) ત્રણ ગુપ્તિ સાચવી પોતાના આત્મધ્યાનમાં રહે.

આ પ્રમાણેના છત્રીશ (૩૬) ગુણ સહિત હોય તેને આચાર્ય મહારાજ કહીએ.

---

## પાઠ ૩૪ મો.

### ગુરુ સ્થાપના ( સૂત્રપાઠ ) વાક્યાર્થ સાથે.

**પંચિંદિઅસંવરણો**—પાંચ ઇંદ્રિયોને રોકનાર.
**તહ નવવિહ બંભચેરગુત્તિધરો**—તથા નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર.
**ચઉવિહકસાયમુક્કો**—ચાર પ્રકારના કષાયથી મુક્ત.
**ઈઅ અટ્ઠારસગુણેહિં સંજુત્તો**—આ અઢાર ગુણોએ સંયુક્ત.

